ધી રાઇટ ઑનરેબલ

# દાદાભાઇ નવરોજી, એમ. પી.

[ છબી સાથે. ]

"નામ રહતા ઠાકરાં, નાણાં નહિ રહંત
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહિ પડંત."

રચનાર

ચુનીલાલ લલ્લુભાઇ પારેખ

તથા

જમનાદાસ મંગળગુપ્ત.




ધી રાઈટ આનરેબલ દાદાભાઈ નવરોજી એમ. પી

જીવન ચરિત્ર માલા. મણિ ૧

ધી રાઇટ ઑનરેબલ

# દાદાભાઇ નવરોજી, એમ. પી.

[છબી સાથે]

"નામ રહંતા ઠાકરા, નાણા નહિ રહંત
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહિ પડંત."

રચનાર

**ચુનીલાલ લલ્લુભાઇ પારેખ**

તથા

**જમનાદાસ મંગલગુપ્ત.**

મુંબઇ:

દીપન પ્રીન્ટીંગ પ્રેસ, કાલબાદેવી.

સંવત ૧૯૪૮.

કીંમત: ચાર આના.

# કવિત.

કાયર હો બેઠે કહા બહાદુરી ધરો હાથ
પ્રજા હિંદુસ્તાનકી, દાદાભાઈ નાયક હૈ,
ક્રોડ અઠાવીશ એક વીર, ધન્ય ધન્ય હિંદમાત
હિંદ સુર ઉદે ભયો, શૌર્ભાવ સાયક હૈ,
અર્પન કરો દેહકો, જંગ અમર કીર્તિકો
પ્રયાસે સાધ્ય હોત. દાદાભાઇ ભાયક હૈ,
હિંદ કુખ પુત્ર જાત, હીમતકી હૈ જરૂર
પૂર્વજ અનુયાયી, બનો ય: લાયક હૈ.

ફીરોજશા મેહેરવાનજી મહેતા, એસ્કવાએર.,

(બેરિસ્ટર-ઍટ-લૉ, ૫મી નેશનલ કોંગ્રેસના પ્રમુખ,
મુંબઈની લેજીસલેટીવ કૌંસીલના માજી મેમ્બર;
ઈત્યાદિ, ઈત્યાદિ.)

જેઓ

હિંદનિવાસી જનોના ભલા માટે

નિસ્પૃહતા, સત્યતા અને વાકચાતુર્યથી

નિરંતર મંડયા રહેછે,

તેમને

આ નાહનો ગ્રંથ

અમે માન સાથે

અર્પણ કરીએ છીએ.

# પ્રસ્તાવના

જીવન્ચરિત્રથી ઘણા લાભ થાય છે. તેજ સૂર્ય ચંદ્ર તેજ તારાઓ અને તેજ પૃથ્વી હમણા પણ છે. તેઓનું અવલોકન કરવા માટે જે સાંધનો જોઇએ, ઇંદ્રિયો, બુદ્ધિ વગેરે તે પણ દરેક મનુષ્યને સરખાં છે. પરંતુ પ્રાસાદિક પ્રતાપને પામેલા જે રીતે આ સૃષ્ટિનું અવલોકન કરેછે, તેવી રીતે ઇતરજન કરી શકતા નથી. પણ સાધારણ બનાવમાં ગણી નિસ્પૃહ રહેછે. બીજાં કેટલાં વિરલાઓ અધ્યાત્મ પ્રસાદને પામે તેવા પુરૂષો જનમંડલમાં છે, જેઓની રીતીનિતિ સંબંધિવર્ગ ઉપર ઘણી અસર કરેછે. માટે સુધરેલા દેશોમાં, તેવા તેવા અગ્રેસર પુરૂષોનું ચરિત્ર જેવું હોયછે તેવું લખાયછે. જેથી બીજાઓને પણ બોધ મળેછે. હિંદુસ્થાનમાં એવા પુરૂષો ઘણાછે, તોપણ તેઓના જીવન્ચરિત્ર લખવાની શૈલિ નથી. માટે આ ખોટ પુરી પાડવા **જીવન્ચરિત્રમાલાનો** આરંભ અમે કીધોછે. એમાં પ્રત્યેક સ્મરણીય પુરૂષનું ટુંકમાં યથાર્થ જન્મ ચરિત્ર આપવામાં આવશે. તેનો પુરૂષાર્થ, પછી કુંટુબમાં, જ્ઞાતિમાં, રાષ્ટમાં, વા ધર્મમાં હોય, તેવા વિવિધ પુરૂષોનો જીવનનો સાર સર્વને ઉપયોગી થઇ પડે તેમ પ્રસિદ્ધ કરવામાં આવશે. જેથી હમણાની પ્રજાને પણ તે તે પુરૂષોનો સહવાસ થઇ, આવતી પ્રજાને માટે પણ બોધરૂપ આ ગ્રંથમાલા થાય. આનો આ પહેલો અંક કોઇ કારણથી ઘણી ઝડપથી લખ્યો અને છપાયો છે. માટે પાઠકે જે કંઇ રહ્યું હોય તે સુધારી વાંચવું.

# જીવન્ચરિત્રમાલા.

## મણિ ૧.

## મી૦ દાદાભાઇ નવરોજી એમ. પી.

જીવન કોને કહે છે? જીવનચરિત્ર કોનું લખાય છે? ખરેખર! જીવન્ તે જીવનજ છે. જીવનના અનેક અર્થો છે. અમૃતમય જલ, વા વૃતિ ઇત્યાદિ. જેમ જલ પોતે સ્વચ્છ છે, એટલુંજ નહીં પણ ઇતર મલીન વસ્તુને નિર્મલ કરે છે, તેમ જે મનુષ્યની વૃત્તિ. નિર્મલ હોઇ અમુલ્ય બુદ્ધિસત્વની ભેટથી અલંકૃત હોવાથી, અનુયાયિ વર્ગ સાથે મળી, જનમંડલના ઉત્કર્ષ કરવા જે સતત મથે છે, તેઓ મહા પુરૂષો કહેવાય છે. જેઓ કુટુંબમાં કે જ્ઞાતિમાં કે રાજ્યમાં કે જનમંડળમાં યથાધિકાર પ્રસાદપદને પામે છે. એવા પુરૂષો આરંભમાં અજાણ્યા જેવા હોય છે, તોપણ જેમ રત્નની ચમક છુપી રહેતી નથી, તેમ તેવા સંજોગોનો સંભવ થયે, તેઓ ચળકી ઉઠે છે. અને પોતાના યોગ્યસ્થલે ચઢી બેસે છે. તેવા અનેક પુરૂષો આ ભારતવર્ષમાં છે. જેઓ પોતાના સત્ય પરાક્રમથી, કુટુંબમાં જ્ઞાતમાં, રાજ્યમાં વા ધર્મમાં પ્રધાનપદને પામેલા છે. એવા ભારતવર્ષના કેટલાક પુરૂષોનો ઇતિહાસ, સરલ ભાષામાં યથાક્રમ પ્રસિધ્ધ થવાથી, જે સંજોગોમાં તે તે પુરૂષોએ પોતાનું હીર દાખવ્યું છે, તેમજ શારિરીક વા માનસિક વ્યાપારો ભજવ્યા છે, તેવાજ અન્ય સ્થલમાં થવાનો સંભવ છે તેથી હમણાંના તથા ભાવિ મનુષ્યોને સુ-

કાન રૂપ થાય છે. જીવનચરિત્ર. આમ છે તો જીવનચરિત્ર લખવા કોને ઉત્સાહ ન થાય? તેમજ તેવાં પાણીદાર પ્રમાણિક જીવન ચરિત્ર વાંચવા તથા તે ઉપરથી બોધ લેવા કોને મન ન થાય? આમ હોવાથી આ **જીવનચરિત્રમાલાનો** ઉદ્ભવ થાય છે.

તેનો એક મણી કયો લેવો? જે સત્યશીળ હોઈને લોક યાત્રાને પણ સુ દ્રઢ કરવા પ્રયત્ન કરતો હોય. અહો? તે શું શોધવા જવું પડે એમ છે? ના. ભરતખંડમાં તેની ખોટ નથી. પણ આજે હિમાલયથી લંકા સુધી જે રૂડું નામ હિંદ પ્રજાની બત્રીસીએ ચઢી રહયું છે, જેના નામનો જયનાદ થઈ રહયો છે, જે અઠાવીસ ક્રોડ મનુષ્યમાં શ્રેષ્ટ પદ્વિ ધારણ કરી, બ્રિટિશ રાજ્યની રાજ્યવ્યવસ્થા કરનારી મહાન રાજ્યસભા પારલામેંટમાં પ્રથમ બેસવા ભાગ્યશાળિ થયા છે એવા લોકપ્રિય દાદાનું ચરિત્ર વાંચવાને કોણ આતુર નહીં હોય? અને એથી લાભ કોને ન થાય? તો શાંભલીએ સાવધાનતાથી.

## જન્મ અને વંશ.

નવસારી જે પારસીઓની ઘાઢી વસ્તિવાલું શહેર છે, તેમાં અથોરનાન દોરડીનું વંશ સારૂ પ્રતિષ્ઠિત ગણાય છે. જેના પુર્વજો મોગલાઇ શહાનશાહોના વખતમાં રાજ્યસેવા રૂડી બજાવવાથી સારાં માનખેતાબ પામ્યા હતા. તથા સારી જાગીર પણ તેમને પ્રાપ્ત થઈ હતી. જે ખાનદાન આજે પણ સારા વિચાર ધરાવનારૂ તથા

માન આબરૂવાળું ગણાય છે. તે ખાનદાનમાં આ આપણા વીરપુરૂષનો જન્મ છે. મુંબઈ નગરી જે આજે હિંદમાં તેના ભવ્ય દેખાવ, વ્યાપારિક ચપલતા અને પંચરંગી જનમંડલના આનંદમય સમૂહને માટે પ્રથમ પદ્વિ ધરાવે છે, તે આપણા આ વીર પુરૂષનું જન્મસ્થાન છે એ સંવત ૧૮૮૧ તથા શાળિવાહન શાકે ૧૭૪૭ ના શ્રાવણ વદી ૭ ને વાર રવી પારસી શન ૧૧૯૪ શહેરીઆર મહીનો તથા ઈ. સ. ૧૮૨૫ ના સપટેમબરની તારીખ ૪ થીના રાત્રીના આઠ વાગ્યા ઉપર ચાર મીનીટનો સમયે એ પુરૂષનો જન્મ સમય છે. ધન્ય છે આ સ્થલ અને સમયને. ભાગ્યશાલી તે પિતાજી નવરોજી, અને સદભાગ્ય સદગુણી માતુશ્રી માણેકબાઈનાં, કે જેઓએ આવા અમુલ્ય રત્નને જન્મ આપ્યો. નામ પણ જોશીઓએ રૂડુંજ આપ્યું કે જેણે નામ પ્રમાણે સાર્થક કરયું. દાદાભાઈ જે હિંદનો દાદો એ ઉપનામે જગત્ વિખ્યાતિને પામ્યો.*

## શિક્ષણ.

માતપિતાના પ્રેમમાં દાદી ઉછરતો હતો, પણ પિતાનું સુખ લાંબો સમય સુધી ચાલુ રહયું નહીં. ચાર વર્ષનું આયુષ્ય પુરૂં થતાંમાં તેમના પિતાનો કાળ થયો અને આ નાની ઉમરના, બાપ વિનાના થયલા આપણા દાદીનું શિક્ષણ આપવાની સઘળી જોખમદારી તેમના માતુશ્રી બાઈ **માણેકબાઈ** પર રહી. કુંમળું ઝાડ જેમ વાળ્યું

* તે સમયે ખચક્રમાં ગ્રહોની સ્થિતિ આ પ્રમાણે હતી.

હાય તેમ વળે, એ માણેકબાઈ સારી રીતે જાણતાં હતાં. તેથી ઘરના શિક્ષણની મર્યાદા એવી રીતે તેઓએ રાખી હતી કે, તેથી જ્યારે

## જન્મ કુંડલી




આ ગ્રહનું ફળ જોશીઓએ કહેતાં કહયું હતું કે આ પુત્ર પ્રતાપિ નીકલશે, અને કુલનો ઉત્કર્ષ કરશે.

દાદીએ શાળામાં પ્રવેશ કીધો, ત્યારે શિક્ષકે શીખાવેલો પાઠ ઝડપથી ધારણ કરી શકતા હતો. એટલુંજ નહિ પણ ચાલચલગત પણ સભ્યતાની પ્રથમથીજ જોવામાં આવતી હતી. એ રીતે ગુજરાતી ભાષાનો કેટલોક અભ્યાશ કીધા પછી, એલફીન્સ્ટન ઈનસ્ટીટયુશનમાં પ્રવેશ કીધો. જ્યાં તેમનો અભ્યાસ કરવાની ખંત, સાધારણ જોનારને પણ અચરત કરતી હતી. કેમ કે સઘળા છોકરાઓમાં પહેલાં આવવું એ એમનો સદાનો વિચાર સબલ અને સદ્રઢ હતો. આવી રીતે મનની કેળવણી મેળવવામાં પોતાનો સમય ગાળવા સાથે શારીરીક સંપત્તિનું સંપાદન કરવામાં અર્થાત્ કસરત, ગીલીદંડા વગેરેની રમતોમાં પણ સારૂ લક્ષ દાદીએ આપેલું જણાયછે.

આ સમયે અંગ્રેજી શીખનારાઓની સંખ્યા થોડી હતી, તોપણ તેની ચંચળતા, ખંત તથા અભ્યાસ સાથે લેખતાં દાદીને "દર્શનીય છોકરો" (Exibition boy) એમ તેના શિક્ષકો કહેતા હતા. એક વખત સરકારી અંગ્રેજી નીશાળમાં, બીજો એક છોકરો મોઢે ગણવાના હિશાબમાં ઇનામ લઈ ગયો, તેથી આપણા દાદીને ઘણું લાગ્યું, કેમકે તે જાણતો કે મારો અભ્યાસ જોઈએ તેવો થયો નથી; તેથી જ્યારે જાહેર ઇનામનો મીલાવડો થયો ત્યારે ચપલ દાદી આગળ આવ્યો અને પહેલું ઇનામ મેળવ્યું. મીસ પોસટને "પશ્ચિમ હિંદુસ્તાન" નામના પોતાના ગ્રંથમાં લખ્યું છે કે "આગળ પડતું કપાળ અને નાની ચળકતી આંખવાળા એક પારસી છોકરાએ ખાસ કરી અમારૂં ધ્યાન ખેંચ્યું. જ્યારે વર્ગમાં કાંઈ પ્રશ્ન પુછવામાં આવતો ત્યારે તે એક પગ આગળ રાખી, ભવાં ચઢાવી અને શિક્ષક તરફ આંગળી ઉંચી કરી, ચુપકીથી પણ ઝડફથી પોતાની ખાસ શાંતીએ ઉત્તર

આપતો. તે નાના છોકરાનો બીજાથી આગળ પડવાનોજ વિ-ચારજ મુખ્ય હતો. તેના મન શકિતઓ તેને ઉમદા ફળો આપવાને પુરતી દેખાતી હતી." આવી રીતનો શિક્ષકને મગરૂર કરે એવી રીતે શાળાનો અભ્યાસ ૧૯ વરસ સુધી કીધો. એલફીનસ્ટન ઇનસ્ટી ટ્યુશનના કાલેજ વિભાગમાં **મી૦ દાદાભાઈ** અર્થશાસ્ત્ર, પદાર્થ વિજ્ઞાન, અને અંકશાસ્ત્રમાં પહેલા ગણાતા હતા. ઇનામો મેલવવા એતો એમના મનમાં કંઇ મોટી વાત નહીં હતી.

ઇ. સ. ૧૮૪૫માં સર અકસીન પેરી જેઓ મુંબઇની અદાલત-નાપહેલા જડજ હતા અને બોર્ડઓફ એજયુકેશનના પ્રમુખ હતા તેઓએ દેશીઓને કેળવણી આપવાના વિચારે **મી૦ દાદાભાઇને** બારીસ્ટરનો અભ્યાસ કરવા ઇંગ્લાંડમાં મોકલવા પોતાની ઇચ્છા જ-ણાવી અને તેના ખરચનો અરધો ભાગ પોતે આપવા ઉત્સાહિત થયા. તેમ પેહલા સર જમશેદજી જીજીભાઇ બારોનેટ તથા બીજા શેઠીઆ-ઓને સરપેરીએ સુચવ્યું: પણ ઇંગ્લાંડ જવાથી દેશીઓ ખ્રીસ્તી ધર્મમાં વટલી જાય એવી ધાસ્તીથી એ વિચાર માંડીવાલવામાં આવ્યો હતો.

## લોકસેવા.

આ રીતે કાલેજની અંદર અભ્યાસ કરી ઇ૦ સ૦ ૧૮૪૭ મે વરસે, **મી૦ દાદાભાઇ** એક શિક્ષક તરીકે બહાર પડયા. તેમાં પોતાના વિદ્યાર્થિઓ તેમજ સાથે કામ કરતા શિક્ષકોના ઘણા ઉંચા મતને પાત્ર તેવો થયા. એસીસટંટ પ્રોફેસર બાલ ગંગાધર શાસ્ત્રીના તેઓ ખાસ માનીતા હતા. ઇ૦ સ૦ ૧૮૫૧ માં કોલેજમાં અંકવિદ્યાના

મેથેમેટીકસના પ્રોફેસરની જગ્યા ખાલી પડવાથી મી૦ દાદાભાઈને તે આપવામાં આવી અને આ પ્રમાણે તેઓ હિંદુસ્થાનમાં પહેલાં પ્રોફેસર થવાનું માન પામ્યા. ત્યાં પણ કામ તેઓ ખરી ખંતથી કરતા હતા. જેથી "બોર્ડ આફ એજ્યુકેશન"નો ઈ૦ સ૦ ૧૮૫૨-૩ ૧૮૫૩-૪ નો રીપોર્ટ જે બહાર પડયો છે તેમાં લાયક ઈસારો કરવામાં આ૦યો છે. આ રીતે વિદ્યા શિખવા અને શિખવવામાંજ મી૦ દાદાભાઈ પોતાનો સમય કાઢતા તેવું ન હતું. પણ ઈ. સ. ૧૮૪૫ થી તેઓએ જાહેર સેવા કરવાનો આરંભ કીધો હતો. જે કંઇ તેઓ કરતા, તે ખંતથી તથા છેવટ સુધી લઈ જવાની કાળજીથી બરાબર કરતા. એથી જે કંઈ કામ તેઓ ઉપાડતા તે નરમાસ, ડાહપણ, અનુભવ અને ખંતથી કરતા. જેથી લોકની મદદ મળતા વિલંબ લાગતો નહિ. તે સમયમાં જે જે જાહેર મંડળો થતાં તેમાં તે અગ્રેસર હતા. એમના શ્રમથી કેટલાક લોકોપયોગિ કામો આરંભાયાં હતાં. "ધી સ્ટુડંટ લીટરરી, સાયન્ટીફીક સોસાઈટી," જ્ઞાન પ્રસારક મંડળી, ધી બોંબે એશોશીએશન, ધી ફ્રામજી ઈન્સ્ટીટયુટ, રાનુમાય મજદયશનાન સોસાયટી, ઈરાની ફંડ, ધી પારસી જીમનાશીયમ, ધી વીકટોરીઆ અને ઓલબર્ટ મ્યુઝઅમ, અને સ્ટુડંટ લીટરરી અને સાયન્ટીફીક સોસાઈટીએ સ્થાપેલી કન્યાશાળા વગેરે હતાં. આ કન્યાશાળામાં મી૦ દાદાભાઈ ઘણું ધ્યાન આપતા. કેમકે તેઓ નેપોલીઅનની કેહણીની ખુબી સારી રીતે સમજતા કે દેશોદય કરવો હોય તો માતાને જ્ઞાન આપવું. આથી સ્ત્રી કેળવણી આપવા માટે તેઓ ઘણી મેહનત લેતા. આ કન્યાશાળાના સુપરીન્ટેન્ડન્ટ તેઓ થયા. પોતાના સાથીઓ સાથે એવી ઢબમાં વર્તતા કે જેથી

ભાઈચારો સર્વમાં જણાવાઈ, હસી ખુસીથી પોત પોતાનું સોંપેલું કામ સર્વ કરતા. તેઓ નેટીવ સાયન્ટિફીક સોસાઈટીના પ્રમુખ હતા. તેમ ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળીના પણ ચાર વરસ સુધી પ્રમુખ હતા. રાનુમાય મજદયશાન સોસાઈટીના બે વરસ સુધી મંત્રી હતા. તેમ "બોંબે એશોશીએશન"ની સ્થાપના કરવામાં પણ તેઓએ અગતયનો ભાગ ભજવ્યો હતો. "ફ્રેનીંગ ફેલોશીપ" તેઓએ સ્થાપી હતી, તોપણ વ્યાપારના ડામડોળપણાથી પાર પડી નહી. મી૦ દાદાભાઈએ પેહલા સર જમશેદજી જીજીભાઈ અને ઓનરેબલ જગન્નાથ સંકરશેઠના કીર્તિસ્થંભોનાં બાવલાં ઉભા કરવા માટે ઘણી મેહનત લીધી હતી, તેમજ જ્ઞાન પ્રસારક મંડળીમાં તેઓએ ખગોળ અને પદાર્થ વિજ્ઞાન ઉપર અઢાર ભાષણો આપ્યાં હતાં, જે પાછળથી તે મંડળીના ચોપાનીઆમાં પ્રશિદ્ધ થયાં છે. તેમ સ્ટુડંટ લીટરરી અને સાયન્ટીફીક સોસાઈટીમાં પણ ઘણાંક ભાષણો તેઓએ આપ્યાં હતાં. સર જમશેદજી જીજીભાઈ "ફીલોસોફીકલ ઇનસ્ટીટયુટ"માં ખગોલ ઉપર ભાષણ આપ્યું હતું. અને "રાનુ-માય સોસાઈટી"ના માસીક પુસ્તકમાં તેઓ લખતા હતા. "સમાચાર દર્પણમાં" "સોક્રેટીસ અને ડાયોજીનીસ"ના મથાળા નીચે ઘણાક લેખો તેઓએ લખ્યા હતા અને ૧૮૫૧ માં "રાસ્તગોફતાર" પત્ર એમને કાઢયું હતું. તેમાં બે વરસ સુધી અધિપતીનું કામ તેઓએ કીધું હતું. આ રીતે જાહેર ભાગ લીધા છતાં તેઓએ ફ્રેન્ચ ભાષા શીખવાનું ચાલુ રાખ્યું હતું.

# મી૦ દાદાભાઈ ઈંગ્લાંડમાં.

ઈ૦ સ૦ ૧૮૫૫ માં મી૦ કામાની કુંપનીએ ઇંગ્લાંડમાં પોતાની પેઢી કાઢવાનો વિચાર કીધો, ત્યારે એક ભાગીઆ તરીકે તેઓએ મી૦ દાદાભાઈને કબુલ કીધા. જોકે વેપારનો અનુભવ તેમને ન હતો, છતાં પણ મી૦ કામાની કુંપનીની માગણી મી૦ દાદાભાઈએ સ્વિકારિ; કેમકે ઇંગ્લાંડ અને ઈંડીઆ વચ્ચે વધારે સંબંધ કરવા માટે તેઓ ઉત્સુક હતા, અને સીવીલ અને મેડીકલ સરવીસ શિખવા આવનાર હિંદનિવાસિ માટે એક સ્થળ નિયત કરવા આ સંધિનો લાભ લઇ તેઓ ઈંગ્લાંડ ગયા. ત્યાંની ઠંડી હવાએ મી૦ દાદાભાઈને વધારે ચંચળ કીધા, અને મી૦ બ્રાઇટ, ફ્રોસેટ, ગ્લેડસ્ટન જેવા દેશભકતોના સહવાસથી તેમની દ્રષ્ટિ વિશેષ વિશાળ થઇ. એક ઇલાકાની રાજ્યનિતિ માટે આગળ તેઓ મથતા હતા, તે હવે સામરાજ્ય માટે કમર કસવા લાગ્યા. ઇંગ્લાંડમાં પેહલા આવી, ત્યાંની મંડલીઓમાં ભાષણો વગેરે આપી હિંદુસ્થાન સંબંધી સવાલોની ચર્ચા અંગ્રેજ પ્રજામાં ચાલુ કીધી. તેમ મુંબઇના કેટલાક ગ્રહસ્થોને તેમના છોકરાઓને ઇંગ્લાંડ અભ્યાસ કરવા સારૂ મોકળવા સમજાવ્યા. જેઓ ઇંગ્લાંડ તે સમય ઉપર ગયા, તેમની દેખરેખ રાખવાનું કામ પોતાને માથે લીધું. આ રીતે કેટલાક દેશીઓ ઇગ્લાંડમાં ભણવા માટે કે કમાવા માટે જતા તેમને ઘણી સગવડ થઇ અને જેઓ ઇંગ્લાંડ ગયા છે તેઓ હજી સુધી પણ મી૦ દાદાભાઇની પરોણાગત માટે વખાણ કરે છે. વેપારી તરીકે પણ તેઓની પ્રમાણીકતા લોક પ્રસિદ્ધ થઇ હતી. એક મિત્રની પહેડીને બચાવતાં મેસર્સ દાદાભાઇ નવરોજીની કુ૦ને ત્રણ લાખ રૂપી-

આનું નુકશાન લાગ્યું. તેમ મુંબઇમાં કેટલીક પહેડીઓ પડી ભાંગવાથી મેસર્સ દાદાભાઇ નવરોજીની કું૦ની પહેડીને નુકશાન લાગવાથી તે પહેડી પડી ભાંગી, પણ એથી એની કંઇ આંટ ઓછી થઇ નહિ. કેમકે આ ગુચવણમાંથી થોડાક અઠવાડીયામાં તેના માગનારાઓએ મી૦ દાદાભાઇને મોકલા કીધા અને લીકવીડેશનમાં તેમને રાખી મદદ કીધી. કેટલાક મિત્રોએ નાણાની મદદ આપી, પાછો વેપાર ચલાવવાની ગોઠવણ કરી આપી. આ વખતે મુંબઇમાં તેમને માટે ઘણી દીળશોજી દેખાડવામાં આવતી હતી. તેમની આંટ એવી હતી કે, એક ઇન્ડીઅન બેંક જે હુંડી મેસર્સ દાદાભાઇ નવરોજીની કું૦ પગાર કરવા તૈયાર હોવા છતાં આપતા ન હતા, તે માટે "ટાઇમ્સ"માં ચર્ચા ચલાવી. આથી બેંક ઓફ ઇંગ્લાંડનાં ગવરનરે પોતાની હાફીસમાં મી૦ દાદાભાઇને બોલાવી. તેમની તકરારની સત્યતા તથા સબળતા માટે મુબારકબાદી આપી હતી. આ રીતે વેપારમાં ચિત્ત રાખતાં છતાં તેઓ જેમ બીજાઓ વિદ્યાબધિર થાય છે, તેવા થયા ન હતા; કેમકે ઇંગ્લાંડમાં તેઓ ઘણીક મંડળીમાં સભાસદ હતા. "લીવરપુલ લીટરરી અને ફીલોસોફીક સોસાઇટી" "ધી ફાઇલોમેટીક સોસાઇટી", અને "લીવરપુલ એથીનીઅમની કૌંસીલ કોર્ટ"ને "સપલાઇ એશોશીએશન ઓફ મેનચેસ્ટર" "રાયલ ઇનસ્ટીટ્યુશન," "રાયલ એશીઆટીક સોસાઇટી ઓફ ગ્રેટબ્રીટન અને આયર્લંડ" "ઇથનોલોજીકલ અને અન્થ્રોપોલીકલ સોસાઇટી," "સોસાઇટી ઓફ આર્ટસ" "નેશનલ ઇનડીઅન એશોશીએશન" ઇત્યાદિના તેઓ ભાગ લેનારા સભાસદ હતા. "લન્ડન ઇનડીઅન સોસાઇટી"ના તેઓ પ્રમુખ હતા.

"ઇસ્ટ ઇન્ડીઆ એસોશીએશન"ના તેઓ મંત્રી હતા "લન્ડન યુનીવરસીટી કોલેજ"માં ગુજરાતીના તેઓ પ્રોફેસર હતા અને સેનેટના એક સભાસદ હતા. કવીન ઇન્સુરંશ કંપનીના ડીરેકટર અને ૧૮૬૨ ના સંગ્રહસ્થાનના જુમેદાર હતા. તેમ "મારકવીસ ઓફ ડેલોફર્ઝ બોર્ડ"ના સ્થાપનાર હતા. મેશન તરીકે તેમને ઘણુ માન મળતું હતું. ઇ. સ. ૧૮૫૯ માં લોર્ડ સ્ટેનલી તે વખતે હિંદુસ્થાનનો પ્રધાન હતો, જેની સાથે મી૦ દાદાભાઇએ પત્રવ્યવહાર કીધો હતો. સીવીલ સરવીસની ઉમર ઓછી કરવાથી આ પત્ર વ્યવહારનો જન્મ થયો હતો. જેનું પરિણામ એ આવ્યું કે, ઇન્ડીઆ ઓફીસે એવી કબુલાત આપી કે, હવે પછી સીવીલ સરવીસના કાયદાઓમાં આગળથી પ્રસિદ્ધ કીધા વિના ફેરફાર કરવામાં આવશે નહિ. ૧૮૬૦ માં મેંચેસ્ટરમાં "રૂ પુરવાણી" ઉપર તેઓએ એક ભાષણ આપ્યું હતું, જે લોકપ્રિય થયું હતું અને તે દીવસના વર્તમાનપત્રોએ તેમની ઘણી સ્તુતિ કીધી હતી. ૧૮૬૧ માં પારસી રીતભાત અને ધર્મ માટે કેટલાક ભાષણો એમણે લંડનમાં કીધાં હતાં અને મી૦ મનચેરજી બેરામજી કોલાને ડોકટરની ડીગ્રી અપાવવા માટે તેઓ ઘણા મથ્યા હતા. ૧૮૬૫ માં "લન્ડન ઇન્ડીઅન સોસાઇટી"માં સીવીલ સરવીસના કાયદા માટે તેઓએ ભાષણ આપ્યાં હતાં અને લડત ચલાવી હતી. જેનું પરિણામ એ આવ્યું કે સંસ્કૃત અને આરબી ભાષાઓની માર્કો જે ઓછી કીધી હતી તેને પહેલાં જેટલીજ રાખવી પડી. ઇ. સ. ૧૮૬૬ માં "ઇન્થોલોજીકલ સોસાઇટી"માં "એશીઆ અને યુરોપના લોકો" એ વિષય ઉપર એમણે ભાષણ આપ્યું હતું. મી૦ ક્રાફર્ડ, તે મંડળીના પ્રમુખે

એશીયાનિવાસી લોક માટે જે કહ્યું હતું, તે નાપાયદાર છે એમ સિદ્ધ કરવા માટે તેમનો પ્રયાસ હતો, જે ઘણે દરજે પાર પડયો. મી૦ દાદાભાઇનો પછીનો ઘણો વખત "ઇષ્ટ ઇંડીઆ એશોશીએશન"ની આગળ ભાષણો આપવામાં ગયો હતો. ઇ. સ. ૧૮૬૭ માં "ઇંગ્લાંડની હિંદુસ્થાન પ્રત્યેની ફરજ" "માહીશુર", "સીવીલ સરવીસમાં હિંદનિવાસીઓને દાખલ કરવા માટે મેમોરીઅલ અને એડરેસ", "એબીશીનીઅન લડાઇના ખરચ માટે વાંધો, વગેરે વાંચ્યા હતા. ઇ. સ. ૧૮૬૮ માં મુંબઇ ઇલાકાના લંડનમાં રહેનારાઓ તરફથી મેમોરીઅળ અને સર સ્ટેફર્ડ નોર્ટકોટ સાથે "સ્ત્રીશાળા" (Female Normal School) મીસ કારપેંટરની રીત પ્રમાણે સ્થાપવા પત્રવ્યવહાર કીધો હતો. "હિંદનિવાસીઓને સીવીલ સરવીસમાં દાખલ કરવા માટેના ભાષણ" સંબંધિ સર સ્ટેફર્ડ નોર્ટકોટના પારલ્યામેંટમાં કરેલાં ભાષણનો ઉત્તર, લોર્ડ વીલીઅમ હેનો "માહીસુર" સંબંધિ પ્રત્યુત્તર, "ઇન્ડીઅન એશોશીએશનની ફરજો" અને "હિંદુસ્થાનના નેહેરકામો" ઉપર ભાષણો આપ્યાં હતાં. આ રીતે વેપાર કરતા છતાં પણ તેઓ દેશ સેવામાં મચ્યા રહ્યા હતા. તેઓએ સમયનો વિભાગ એવી રીતે પાડયો હતો, કે જેથી આટલા વિચિત્ર કામો ખંતથી પાર પાડવા તેઓ સમર્થ થયા હતા. આથી જેમ ઇંગ્લાંડમાં તેમની પ્રસિદ્ધિ થઇ તેમ હિંદુસ્થાનમાં પણ ચારે કોર એમનો જશ ગવાયો, અને મી૦ દાદાભાઇનુ નામ આબાળવૃદ્ધ સર્વને પ્રિય થયુ, અને તેઓ પોતાના પ્રિય પુરૂષને એક વખત સહવાસ કરવા ઉત્સુક હોવાથી મી૦ દાદાભાઇ ઇ. ૧૮૬૯ માં ઇંગ્લાંડ છોડી હિંદુસ્થાન આવવા નીકળ્યા.

# મી૦ દાદાભાઇ હિંદુસ્થાનમાં

જેનો પ્રતાપ વિદેશમાં આટલો હતો, તો સ્વદેશમાં કંઇ ઓછો હોય! ઇ૦ સ૦ ૧૮૬૯માં **મી૦ દાદાભાઇ** મુંબઇ ઉતર્યા ત્યારે મુંબઇ નિવાસીઓએ કૃતજ્ઞતા જણાવવા માટે ફરામજી કાવસજી ઈન્સ્ટીટયુટમાં એક ગંજાવર સભા ભરી, તેમનો યશ ગાઇ, એક તેમની છબી, રૂપીઆની રકમની થેલી અને એક માનપત્ર ભેટ કીધું. જે દ્રવ્યનો લાભ એમને થયો, તે તેવાજ સારા કામમાં વાપરવામાં આવ્યો છે, એમ તેમણે જુદી જુદી ખાખતોમાં કરેલા ખરચ ઉપરથી જણાય છે. પણ સર્વથી તેમનું મોટું એક કામ સ્મરણીય હતું. હિંદુસ્થાન અને ચીન એ આ સૃષ્ટિમાં ઘણા વસ્તીવાળા દેશો છે. ચીનામાં સ્વતંત્રતા છે, તેથી ત્યાં, વસ્તીનો બોજો ઘણો જણાતો નથી. પણ હિંદુસ્થાન એશીઆના મધ્યમાં આવવાથી તેના ઉપર અનેક રાજ્યચક્રો ફરી ગયાં છે, તેથી વિદેશી પરધર્મી રાજ્યને લીધે જેવી જોઇએ તવી જનસમૂહની સંભાળ લેવાતી નથી. આમ ખળીઆના બે ભાગ, તે પ્રમાણે થવાથી, જનસમુહના યોગક્ષેમ માટે કાળજી રાખનાર કોણ છે ? તેઓ કાયદાની લડત કરી જાણતા નથી. કેમકે એ શૈલિનું તેમને જ્ઞાન નથી. માટે જે દુઃખો પડે છે ત સહનશીલ થઇ ખમે છે. બીજા દેશોની પ્રજા પેઠે તોફાન, દંગો કરવામાં સ્વઅરૂચિ દેખાડતી નથી, પણ દૈવનો ખનાવ છે, એમ જાણી ખમ્યાં જાય છે. એમ તેઓ ભુખમરો પણ સહન કરે છે, પરંતુ અન્યાય કરવામાં હલકું લેખે છે. આવી સ્થિતિ આ પ્રાસાદિક ભરતખંડની પ્રજાની હોવાથી, તેઓનું દુઃખ દેખી **મી૦ દાદાભાઇ** જેવા દેશ

હિતેચ્છુનું મન ખળે તેમાં નચાઇ નથી. આ વિચારે, તેના સંબંધિ સઘળી ખોળ કરવામાંડી, અને એનું પરિણામ એ આવ્યું કે "ધિ બોમ્બે બ્રંચ ઓફધી ઇસ્ટ ઇંડીયા એસોશીએશન"માં કેટલાક ભાષણો આપ્યાં. જેઓએ તે ભાષણો વાચ્યાં છે, તેઓ સારી પેઠે જાણે છે કે "હિંદુસ્થાનની ગરીબાઇ" એ વિષયનો એમણે કેટલો અભ્યાસ કીધો છે. આમ લખીનેજ તેઓ વચનશૂર ન થયાં, પણ તેનું નિવારણ કરવા માટે "ઇંડીઆ ઓફીસ" સાથે પત્રવ્યવહાર કીધો. જેથી ઇગ્લાંડમાં એ વાત ચર્ચાવા લાગી, અને કેટલાક ઇંગ્રેજો આ કામમાં દીલસોજી રાખવા લાગ્યા. અહો! અઠ્ઠાવીસ કરોડની વસ્તી જેની વાર્ષિક આવક બે પાઉંડની પણ નથી, એવા નિર્ધન દેશની વિસ્તીર્ણ પ્રજાનું દુઃખ નિવારણ કરવા મી૦ દાદાભાઇએ કમર કસી, તો એથી શું સરળતા થાય છે? અરે? જ્યારે બીજા એવા અનેકદાદાભાઇઓ થશે, ત્યારેજ આ સાત્વિક પ્રજાને ખરો ન્યાય મળશે, અને સ્વસ્થાને પ્રતિષ્ટિત થશે. તે દહાડો અહો દૈવ? કયારે આ-વશે? પછી "હિંદુસ્થાનની હાલત" એ વિષય ઉપર ગોંડલના ઠાકોર સાહેબે જે સભા બોલાવી હતી, તેમાં એક ભાષણ આપ્યું. તેમજ ગવરનર જનરલ બીલઓફ ઇંડીઆના સીવીલ સરવીસની પેટા કલમ માટે નોંધ લીધી અને તે સંબંધિ ઇસ્ટ ઇંડીઆ એ-શોશીએશન સાથે પત્રવ્યવહાર ચલાવ્યો તેમજ "બોમબે કોટન એકટ" સંબંધી ચર્ચા ચલાવી જેથી તે કાયદો રદ થયો. સંવત ૧૮૭૦ માં "હિંદુસ્થાનની ગરજો" એ વિષય ઉપર એક નોંધપત્ર લખ્યું. અને ૧૮૭૧ માં "હિંદુસ્થાનનો વ્યાપાર" અને "હિંદુસ્થાનની

નાણાં સંબંધી વ્યવસ્થા" એ વિષય ઉપર લેખ લખ્યા. ૧૮૭૨ માં મ્યુનીશીપાલીટીમાં સુધારો કરવા માટે **મી૦** દાદાભાઈએ ખંતથી ભાગ લીધો હતો.

આ સમયની વચમાં તેઓએ ઇંડીઆ આફીસમાં સર સ્ટેફર્ડ નોર્ટકોટ અને મી૦ ગ્રાંટ ડફ સાથે સીવીલ સરવીસ સંબંધી પત્ર વ્યવહાર કીધો હતો. જેનું પરિણામ એ આવ્યું કે "સ્ટેચુરી સીવીલ સરવીસ" હૈયાતમાં આવી હતી અને હવે જે થોડું થોડું કામ કરવા લાગી છે.

અને ૧૮૭૩માં "પારલામેંટરી સીલેકટ કમીટી" આગલ એમને સાક્ષી આપી હતી.

આ કમીટી **મી૦** દાદાભાઈની મહેનત તથા ઇસ્ટ ઇંડીયા એશોશીએશનની મદદથી થયલી હતી. આ કમીટીથી કંઈ દળદર જાય તેવું ન હતું, તોપણ જે ખબરો એ કમીટીએ મેળવી, તેથી કેટલાક ન્યાયી ઈંગ્રેજોનું ધ્યાન હિંદુસ્થાનના સવાલો તરફ ઘણું ખેંચાયું હતું. જેથી મી૦ ફોસેટ જેવા અંગ્રેજોએ આ કામમાં દીલસોજી દેખાડી હતી. "મેંબર ઓફ હિંદુસ્થાન"ની પીઠ પાછળ **મી૦** દાદાભાઈ તથા **મી૦** નવરોજી ફરદુનજી વગેરે ગ્રહસ્થો હતા. મી૦ ફોરોટના કામની કદર દેશીઓએ લીધી છે અને એક સભા કરી તેમના નામ સદા સ્મરણીય કીધાં છે.

પારલ્યામેંટરીબલુબુકમાં એમની જે સૂચનાઓ લેવામાં આવી ન હતી, અને "પાવર્ટી ઓફ ઇંડીઆ" હિંદુસ્થાનની ગરીબાઇની વીશેષ શોધ કરતાં જે જણાયું હતું તે માટે એક ન્યાયથી

આભરિત, અને ખરા આંકડાઓ સાથે "condition of India" "હિંદુસ્થાનની હાલત" એ ઉપર લેખ કીધો. તેમાં "સેક્રેટરી ઓફ સ્ટેટ" સાથે થયલો પત્રવ્યવહાર છે. એમાં જે નિર્ણિત કીધું છે તેને હિંદુસ્થાનનો પ્રધાન રદ કરી શકયો નથી. આ ગ્રંથ ઘણી કુશળતાથી લખાયો છે, જે સ્ટેટીશન મી૦ ગાફીન કે ઈકોનોમીસ્ટ મી૦ જોશન જેવાને પણ શોભા આપે તેવોછે. તેનો કંઈક સાર આ પ્રમાણે છેઃ—

દેશનો વહીવટ ચલાવવા માટે જે "ફોરને એજન્સી" રાખવામાં આવી છે, તે એટલી બધી બોજાદાર છે, કે જે ખરચાલુ વહીવટ ચાલુ રેહવો ઘણો અશકય છે, કેમકે તે સહન ન થઈ શકે તેવો છે. જમીનની અનેક પ્રકારની પેદાશો, ખાણો, અને લાવલઈ જવાના સાધનો ઈત્યાદિ અનેક સાધનોથી જે પેદાશ થાય છે, તેની માણસ દીઠ રૂપીઆ વીસ કરતાં વધારે સરાસરી આવતી નથી. આ રીતે સૃષ્ટિમાં સૌથી ગરીબ દેશ હિંદુસ્થાન છે, તો તેના રાજ્ય વહીવટ માટે વાર્ષિક એંસી કરોડ રૂપીઆનો ખરચ થાય છે, જેમાંના અડધા બહાર ઉડેછે. ઈંગ્લાંડમાં માણસ દીઠ ૩૫૦ રૂપીઆથી ઉપર વાર્ષિક આવકની સરાસરી આવેછે. જે કંઈ કર આપવો પડેછે તે પાછો તેઓનાજ ફાયદા માટે ફરે છે. એક રૂપમાંથી બીજા રૂપે તેમને મળે છે, તેથી ઈંગ્લાંડનો પૈસો ઈંગ્લાંડમાંજ રહેછે, બહાર જતો નથી. લોન્સની ખરીદીમાં જે જાય છે, તેપણ વ્યાજ સાથે પાછા મળે છે, માટે દેશને સધન કરવાનું તે એક સાધનજ છે. આ રીતે જોકે ગરીબ છે, તોપણ હિંસ્થાનના કર ભરનારાઓને પોતાની પેદાશથી બમણી રીતે કર આપવો પડેછે.

વલી તેમાં તમણે એવું પણ સીદ્ધ કર્યું કે, જ્યારે ઈંગ્લાંડ દસ અબજ રૂપીઆની આવક ઉપર બ્રીટીશ ખજાનામાં એંસીકરોડ કે એક અબજ રૂપીઆ આપે, જે પાછા લોકનાજ ઘરમાં પાછા જાય છે, તો હિંદુસ્થાનમાં ચાર અબજ રૂપાયાની પેદાશ ઉપર એંસી કરોડનો બોજો નાખવો તે જેમ પ્રજાનો પ્રાણ લેનાર છે તેમ સુધરેલી પ્રજામાં એવો રાજ્યવહિવટ કર્તાની કીર્તિને એબ આપનાર છે. માટે આવક જેટલો ખરચ રાખી, ખરચાળુ રાજ્યવહિવટ કરવાની રીતી ફેરવી નાખવી. અને સીવીલ સરવીસની પરીક્ષા જેમ ઈગ્લાંડમાં લેવાય છે, તેમ હિંદુસ્થાનમાં પણ લેવી જોઈએ. કારણકે જે દેશમાં તેઓને વહિવટ કરવો છે, તેનાથી છ હજાર માઈલ દુર ઈગ્લાંડમાંજ પરીક્ષા રાખવાથી, દેશીઓને મોટો ગેરલાભ થાયછે. માટે ગરીબ હિંદુસ્થાનની દાદલઈ તેને ન્યાય આપવો એ બ્રીટીશ પ્રજાનું ભુષણ છે. ઈત્યાદી ઘણું લખ્યું હતું. આ લેખ ત્યાંના કેટલાક ન્યાયિ અંગ્રેજોને ગમ્યો હતો અને મી૦ દાદાભાઇના વિચારોનો સ્વિકાર કીધો હતો. ખુદ હિંદુસ્થાનની સરકારે પણ એ વાત સ્વિકારી છે. કેમકે ૧૮૮૨–૩ ના ફીનેનસીઅલ સ્ટેટમેંટ માં સર એલવન બેરીંગે જાહેર કીધું હતું કે "દેશની વાર્ષિક આવક માણસ દીઠ સતાવીશ રૂપીઆથી વધારે નથી." આ વાત મી૦ દાદાભાઈએ કેટલાક વરસોની આગળ કહી હતી, તો દસ વરસે હિંદુસ્થાનની સરકારની આંખ ઉઘડી અને તેની અધિકારિક નોંધ લીધી. જો મી૦ દાદાભાઈની સૂચનાનો અમલ થાય તો ઇંગ્લાંડ અને હિંદુસ્થાન એ બે દેશને લાભ થાય. એ દિવસ કયાં છે?

આ શીવાય બીજાં કેટલાંક પરચુટન જાહેર કામો એમને આ સમયે કીધાં છે, તેનો વિસ્તાર કરવા ધારતા નથી.

આ રીતે **મી૦દાદાભાઇ**નો સમય જાહેર કામોમાં કોઇને કોઇ પ્રકારેં જતો હતો. તેમાં સર્વમાં દ્રષ્ટિવિશાલતા, સહિષ્ણુતા, અને સરલતા સત્યતા સાથે કાર્યતત્પરતા કરવાના અભ્યાસે સર્વ કાર્યોમાં જોઇએ તેવી સગવડતા કરી આપી હતી. જે મંડળમાં **મી૦ દાદાભાઇ**નો સહવાસ થતો, તેમાં પોતાની સંનિધિનું મેસમેરીઝમ અનુયાયિઓને સહજ થતુ હતું. પારકાને માન આપવામાં પોતાનુ માન થયલુ **મી૦ દાદાભાઇ** સમજતા, તેથી સર્વ સાથે તેમનો સહજ ભાઇચારો બન્યો રહેતો હતો. આ રીતે મનશકિતના બળે **મી૦ દાદાભાઇ** પ્રજાના અગ્રેસર થયા હતા. તેઓએ જે કથ્યું હતું તેને સફલ કરવા માટેજ જાણે પ્રેરણા થઇ હોયની શું? તેમ હિંદુસ્થાનના એક મ્હોટા રાજ્યે, આમાત્યપદમાં અભિષેક કરવાની ઇચ્છા જણાવી. જેથી તેઓના હાથમાં હથીઆર આવવે, ધારેલું કરતાં વિલંબ લાગે નહિ. વરોડરાના ગાયકવાડ મલ્હારરાવે ઘણા આગ્રહથી **મી૦ દાદાભાઇ**ને પ્રધાન પદ સ્વિકારવા આમંત્રણ કીધું, જેનો પરિગ્રહ કરી **મી૦ દાદાભાઇ** વડોદરે ગયા.

## વડોદરાનું પ્રધાનપદ.

વરોદરાનું રાજ્ય આ સમયે ખટપટોથી ભરપુર હતું. તેથી **મી૦ દાદાભાઇ** જેવા ગ્રહસ્થ પ્રધાનપદને પામે તો અંધેર ઓછું થવાનો સંભવ છે એમ જાણી, લોકો પણ **મી૦ દાદાભાઇ**ની આ નેમણુંકથી પ્રસન્ન થયા હતા. તેઓની રાજ્યનિતિનો મુદ્રાલેખ એ હતો કે, સર-

લતા અને સત્યતા. રાજ્યબંધારણ કે રાજાઓ લોકના ભલા માટેછે. પ્રજા રાજા માટે નથી. માટે રાજ્યની આબાદાની પ્રજાના સુખ અને વૃદ્ધિમાં છે. આમ તેઓનો વિચાર હતો. તેથી લોકો ધારતા હતા કે મી૦ દાદાભાઈ પ્રધાન થયાથી, વરોદરાના રાજ્યમાં લાભકારક ફેરફાર થવાનો વખત પાસે આવેલો છે. તેઓએ પ્રથમ નજરાણાની રીતી બંધ કરવા પ્રયત્ન કીધો, કેમકે એથી ન્યાય વેચાતો હતો. તેમજ કર લેનારૂ ખાતુ, દ્રવ્યખાતુ, લશકરખાતુ, દીવાની અને ફોજદારી, ન્યાયખાતુ, ગામખાતુ, વગરેમાં ઘણાક સુધારા કરવાના હતા. પણ સારા કામને સો વિઘ્ન, તેમ મી૦ દાદાભાઈ ખટપટી દરબારીઓથી વીંટલાયલા હતા. તેથી જેવું જોઈએ તેવું કરી શકયા ન હતા. સર બાર્ટ્લ ફ્રીઅરે જે પત્ર લખ્યોછે તેથી એ વાત સ્પષ્ટ થાયછે.

આથી દરબારમાં ફુટ પડવાથી તેઓ એ દરબારની ખટપટો કરવા લાગ્યા અને પોતાના પક્ષમાં કરનલ ફેર ને લીધો. કાચાકાનના કરનલ ફેરએ લડત ચલાવી. તેમાં એક વખત મુંબઈની સરકારેં મી૦ દાદાભાઈ દીવાનની જગ્યાને લાયક નથી એમ, કહ્યા છતાં પણ કરનલ ફેરની રીતભાત કાયદાસર નથી, એમ પછી લખવાની ફરજ પડી હતી. કેમ કે ૧૫મી અપ્રેલ ૧૮૭૫માં સેક્રટરી ઓફ સ્ટેટને જે ડીસપેચ મોકલવામાં આવ્યો હતો તેમાં લખ્યું હતુ કે "In his communication with the Gaekwar and with Mr. Dadabhoy Novroji the minister whom the Gaekwar has selected, Col. Phaye was wanting in consideration." લોર્ડ સેલીસબરીએ પણ લખ્યું હતું કે "Col. Phaye's

chracter was little fitted for the delicate duties * * * and his departure from the orders he had received was too serious to be overlooked."

આથી રેસીડંટને ત્યાંથી ખીસેડવામાં આવ્યો. દેશી રાજ્યમાં આ બનાવ અસાધારણ હતો. એક દેશી દીવાનમારે અંગ્રેજી અમલદારને ખીસેડવો અને તે વળી લોર્ડ નોર્થબ્રુક જેવા વાઇસરાયના અમલમાં તેની અસાધારણતા માટે અસંભાવના કોને હોય? કેમકે એવા બનાવો ઘણાજ કવચિત થયલા છે. આથી સ્વનિષ્ઠતાનો ગુણ મી૦ દાદાભાઇમાં ઝળકી રહેલો હતો. દરબારીઓના ભવાંથી કે કપટીઓના કાલાવાલાંથી તેઓ ડરતા નહીં તેમ ઠગાતા નહીં, પણ લોકના ભલાં માટે પ્રયત્ન કરતા. તેમાં એ વાદળ એમના ઉપર ચડી આવ્યું. આ કજીઆથી ખરોડાખલુ બુકનો ઉત્તર દાદાભાઇએ આપ્યો.

એમના એ ઉત્તરને પુષ્ટિ રેસીડેંટ સર લુઇએ આપી હતી. જેને વડોદરાના રેસીડેંટ તરીકે તેમને નીમવામાં આવ્યા હતા. તેઓએ એક મીનીટ લખી કેઃ—

"Until purged by the administration of Mr. Dadabhai the criminal and civil administration of justice was notoriously venal and corrupt."

તેમ હિંદુસ્થાનની સરકારે પણ ૨૯મી એપ્રીલ ૧૮૭૫ માં હોમ ડીસપેચમાં લખ્યું હતું કે "Mr. Dadabhoy Nawraji so far as wue could judge had been honestly desirious of reforing the administration."

આ રીતે દીવાન તરીકે તેમની બાહોશી સરકારે કબુલ કીધા છતાં પણ હિંદુસ્થાનના પ્રધાને મી૰ દાદાભાઈનો બચાવ બ્લુ બુકમાં દાખલ કરવા દીધો નહિ. જ્યારે કરનલ ફેરની નાપાયાદાર બાબતોને તેમાં જગ્યા આપી હતી. આ રીતે તેઓને અન્યાય થયો છતાં પણ ઇન્ડીઆ કોંસીલના મેંમબરોએ એ બાતનની કદર જાણી અને સર ઇરિકીનપેરી અને સર બારલફ્રીઅરે પત્રો લખ્યાં. તેમાથી એક વાકય આપીએ છીએ જેથી તેઓનો વિચાર સહજ જણાશેઃ—

Sir Bartle wrote : "it has been a matter of regret to "both of us that you were not allowed an opportunity "of carrying out the reforms you desired, and thus "*making one of the most interesting experiments possible in a Native State.* But you have the consolation "of having done your best. I do not see that any "human being could have done more under the circumstances."

આ રીતે પોતા ઉપર આવેલા તોફાનની યથાશકિત શાંતિ કરી કરનલ ફેરને ઉઘાડો પાડી, મી૰ દાદાભાઈએ પ્રધાનપદ છોડયું. પરંતુ જો રેસીટેંડ વગરેનો કંઈ અપરાધ ન હોત તો સર માધવરાવ જે સારી સગવડતામાં મુકાયા હતા, તેના કરતાં વધારે નહિ તો તેટલો પણ સુધારો કરી શકતે. પણ માણસ ધારેછે કાંઇ અને થાયછે કંઇ. આ રીતે લેખ પરથી તપાસતાં મી૰ દાદાભાઈ ઉપર આ સમયની તેમની કૃતિ માટે અનેક પ્રકારના મતભેદ ચાલેછે, તે ખરા વાતની ખબર ન હોવાથી છે. બાકી મી૰ દાદાભાઇનો ઉદ્દેશ શુદ્ધ હતો—પણ પાર પડયો નહિ ખટપટીઆઓની ખટપટથી.

# દાદાભાઈ પાછા મુંબઈમાં

૧૮૭૫ માં વડોદરાનું પ્રધાનપદ છોડી મી૦ દાદાભાઇ મુંબઇ આવ્યા. તેમને મુંબઇની કોરપોરેશન અને ટાઉન કોંસીલના મેંબર તરીકે ચુંટવામાં આવ્યા હતા, અને આ મંડળમાં તેઓએ એક વરસ સુધી કામ કીધું હતું. તેમણે કેટલાક વરસોના રહેલા સવાલોનું નિરાકરણ કીધું હતું.

તેઓ સરકારને દેખાડવા માંગતા હતા કે સરકાર પચાસ લાખ રૂપીઆ વીહારલોન ઉપર વધારે માંગે છે. પાણીની પુરવણી જે કરવામાં આવેછે તે માણસ દીઠ ફકત ચોદ ગ્યાલન દરરોજની છે. સતર ગ્યાલન નથી, વગરે. આથી એ ભુલ નીકળી જવાથી કોરપોરેશનને પચાસ લાખના થતા ખોટા ખરચમાંથી અટકાવી હતી. આ સઘલા કામો માટે તે કોરપોરેશને એક ખાસ ઉપકાર મત મેળવ્યો હતો. આ વાત એક અસાધારણ બનાવનો નથી ૧૮૭૬ના સપટેબર મહીનામાં જ્યારે તેઓએ રાજીનામુ આપ્યુ ત્યારે દલગીરી દેખાડી હતી. મુંબઇની કોરપોરેશને.

સન ૧૮૭૬ માં મી૦ દાદાભાઇએ, બોમ્બે બ્રાંચ ઓફ ધી ઇસ્ટ ઇંડીઆ એશોશીએશન આગલ જે પત્રો વાંચ્યા હતા, તેમ પારલ્યામેંટની કમીટી માટે જે આંકડાઓ મેળવ્યા હતા તે ઉપરથી બે પત્રો "હિંદુસ્થાનની ગરીબાઇ" Poverty of India માટે લખ્યા હતા. અને એ પત્ર જે તકરારો ચાલી તેના ઉત્તર તેમને આપ્યા હતા. ૧૮૭૬ થી ૧૮૭૯ સુધી મં. દાદાભાઇ સર ઇસ્ડીન પેરી

સાથે પત્રવ્યવહાર ચલાવ્યો હતો. તેમાં સીવીલ સરવીસ સંબંધિ હતું. દેશીઓને ઉંચા ઓધાઓ મળવાનો માર્ગ કયોછે? ઈત્યાદિ. તેમ સર ડેવીડ વેડરબર્ન સાથે, પેનશન, પગારો વગેરે જે રાજ્યના નોકરોને આપવામાં આવતું હતું, તેના સંબંધિ લેખ કીધો હતો. ૧૮૮૦ માં હિંદુસ્થાનના પ્રધાનને "પંજાબ અને હિંદુસ્થાનની પેદાશ અને ગરજો" The Production and wants of India" ઉપર પત્રવ્યવહાર કીધો હતો. તેમ The annual poverty of India, and Native thoughts on the present British policy." આ લેખ લખ્યા હતા તેમ સન૧૮૮૧ સુધી મી૦ હેડમેન સાથે હિંદુસ્થાની બાબતો માટે પત્રવ્યવહાર ચલાવ્યો હતો.

સ. ૧૮૮૩માં એમને જસટીસ ઓફ ધી પીશ કરવામાં આવ્યા હતા. આ વરસે તેઓ કારપોરેશનમાં પાછા ભેળાયા. વચમાં "વોઈશ ઓફ ઈંડીઆ" પત્ર કાઢયું. અને "એજ્યુકેશન કમિશન"ને કેળવણી ઉપર એક અગત્યની નોંધ આપી. જેમાં એમની સદાની રહેલી ચપળતા તથા દીર્ઘદ્રષ્ટિ સાફ જણાઈ આવતી હતી.

હિંદુસ્થાનનો લોકપ્રિય વોઈસરાય રાજા રીપન મુંબઈનો કીનારો છોડી ગયો, ત્યારે જે અસાધારણ સન્માન થયું હતું તેમાં અને જે રીપન મેમોરીઅળ થયું, તેમાં મી૦ દારાભાઈએ ઘણો ભાગ લીધો હતો.

સન ૧૮૮૫ માં લાર્ડ રે મુંબઈના ગવરનરે મુંબઈની કાયદા બાંધનારી કૌંસીલના એક વધારેના સભાસદ તરીકે મી૦ દાદાભાઈની

નેમણુક કીવી હતી. આ રીતે તેઓ ઓનરેબળ થયા તે માટે પ્રજા સૌ રાજી હતી.

## મી૦ દાદાભાઇ અને નેશનલ કૅાગ્રેસ.

આ વરસ પ્રજાના ઇતિહાસમાં એક અગત્યનુ હતું. આઘાત અને પ્રત્યાઘાતના નિયમથી, જ્યારે નિયામક પોતાની ફરજો વીસરી જાય છે, ત્યારે નિયમ્ય સ્થિતિસ્થાપક સંસ્કારને અનુસરી સ્વસ્થિતિ કહે છે, તેમ હિંદુસ્થાનની પ્રજા માટે હતું. આંગળીની ટેરવે ગણી શકાય એટલા પુરૂષોના પ્રયત્નથી હિંદનું દલદર ફાટે તેમ ન હતુ. પણ સર્વત્ર પ્રજાક્ષોભ થઇ રહયો હતો. જેને પડે તે જાણે. તેમ ઇગ્લાંડના કેટલાક પારમાર્થિક ન્યાયિ અંગ્રેજો આ કામમાં મદદ આપવા તેયાર હતા છતાં તેઓની સંખ્યા પણ છુટાછવાયા પડેલા બિંદુ જેવી હતી. તેથી હિંદની પ્રજાની દાદ જોઇએ તેવી લેવાતી ન હતી. એટલુંજ નહિ પણ ખોટા સમાચારો પ્રસિદ્ધ થતા હતા. આ માટે દેશના લોકની એકવાકયતા કરવા માટે તથા તેઓની શી ગરજ છે તે દેખાડવા માટે, તથા જે હક છે તે મેળવવા માટે, આ વ્યવસાય પુન્ય ભરતખંડમાં ચારે દીશામાં ચાલી રહયો હતો. પરંતુ જેમ તંતુ નિર્બળ છે સાથે મલી રજ્જુ થઇ પ્રબળ થાય છે, તેમ પ્રજાપરિષત સ્થાપવા અગ્રેસરોને પ્રેરણા થઇ, અને તેઓએ નેશનળકોગ્રેસ સ્થાપી. ૨૭-૨૮-૨૯ મી ડીસેંબર ૧૮૮૫માં તેની પહેલી બેઠક જે મુંબઇમાં મળી હતી, તેમાં મી૦ દાદાભાઇએ અગત્યનો ભાગ લીધો હતો. જે નેશનળકોગ્રેસ રીપોર્ટમાં છે.

આ રીતે લોકની દાજ રાખાનાર, લોકનુ સુખ તે પોતાનુ સુખ સમજનાર, લોક દાદા **મી૦** દાદાભાઈને સ્વદેશ પાછો છોડવો પડયો. તેઓ સારી રીતે સમજતા હતા કે, જ્યાં સુધી પારલામેટમાં લડત ચલાવાશે નહિ, ત્યાં સુધી, આ ઓફીસીએલીઝમ, નોકરોનો જાહુગીરી દોર નરમ પડવાનો નથી. તેથી પારલામેંટમાં દાખલ થવા માટે તેઓની ઉમેદ હતી, તે પાર પડવાનો સંભવ દેખાયો. હિંદુસ્થાનના કેટલાક મિત્રોએ **મી૦** દાદાભાઈને પ્રતિનિધિ તરીકે કબુલ રાખે એવા પરગણુ આપવા માટે ગોઠવણ કરી આપી. જેથી પોતાનો વાહલો દેશ છોડી, તેઓ ઈંગ્લાંડ ગયા. આ સમયે લોકોએ, પોતાની લાગણી જણાવવા માટે માન પત્ર તથા દ્રવ્યની કોથલી આપી.

## મી૦ દાદાભાઇ ઇંગ્લાંડમાં.

ઈંગ્લાંડમાં **મી૦** દાદાભાઈ આવવા પછી હોલબોર્ન લીબરલ એશોશીએશનની એકજીકયુટીવ કમીટીએ ૧૮મી જુન ૧૮૮૬ માં એવો ઠરાવ કીધો કે હોલબોર્નના ચુટણી કરનારાઓને ભલામણ કરવી, કે **મી૦** દાદાભાઇ લીબરલ અને રેડીકલના પ્રતિનિધિ રૂપે યોગ્ય પુરૂષ છે. **મી૦** દાદાભાઈએ તે પ્રતિનિધિત્વ કબુલ કીધું અને ૧૯ મી જુન ૧૮૮૬ માં ફીન્સબરીડીવીસન હોલબર્નના ચુંટણી કરનારાઓ ઉપર વિજ્ઞપ્તિપત્ર મોકલ્યું. "જનરલ ઈલેકશન" જે ૧૮૮૬ ના જુનમાં થયું, તેમાં આર્યલાંડ માટે "હોમ રૂલ" ઉપર મતભેદ ઈંગ્રેજી પ્રજામાં પડવાથી, તેમ જે પરગણુ તેઓએ સ્વિકાર્યુ હતું તે એટલું તો કોનસરવેટીવ હતું, કે જય થવાની આશા થોડી

હતી. તોપણ આ પુરૂષ તેમાં મંડયા રહ્યા હતા. તે જાણતા કે where there is will there is way માટે દુઃખી હિંદુસ્થાનની પ્રજાને કાંઇપણ દાદ મળે, તે માટે તેઓ ઉત્સુક હતા તેથી ખંતથી અડચણો સામુ લડતા. આ ઇલેકશનમાં ઘણાક બનાવો તેમનાથી વિરૂદ્ધ હતા. તથાપિ તેમાં હિમતથી સ્વસ્થ રહેતા હતા. તેઓએ ઘણીક સભાઓમાં ભાષણો કીધાં, જેમાં તેમનો ઘણો સત્કાર થતો હતો. તેમ વર્તમાન પત્રોએ પણ સારા વિચાર દર્શાવ્યા હતા. આમ છતે પણ મી૦ દાદાભાઇ ઇલેકશનમાં હાર્યા. કેમકે તેઓને ૧૯૫૦ મત મળ્યા હતા, ત્યારે કાનઝરવેટીવ પ્રતિનિધિને ૩૬૫૧ મત મળ્યાં હતા. આ રીતે જો કે મી૦ દાદાભાઇની હાર થઇ, તોપણ તેમનો એ એક જય જેવો જણાય છે. કેમકે જ્યારે મી૦ દાદાભાઇને પ્રથમ બહાર પડયા ત્યારે પાંચશો મત મળવાનો સંભવ ન હતો. તે પરગણું કોનસરવેટીવ હતું તેમ મી૦ દાદાભાઇનો પ્રતિપક્ષિ કરનલ ડંકન પાસ જે જોઇએ તે હતું.—ધન, લોકોની ઓળખાણ અને અંગ્રેજ પ્રજાની મી૦ ગ્લાડસ્ટનના આયર્લાંડના હોમ રૂલ સામુ ઇતરાજી. આ રીતની વિરૂધ્ધતા છતે પણ જ્યારે મી૦ દાદાભાઇ ૧૯૫૦ મતો મેળવી શકયા તેથી, કેટલીક ઠેકાણેથી આશ્ચર્ય દેખાડવામાં આવ્યું હતું. કેમકે એટલી સંખ્યા મળશે એવી આશા કોઇને હતી નહિ. આ રીતે તેઓ પારલામેંટમાં બેસવા પાર પડયા નહિ તોપણ તેઓ ત્યાં સ્વસ્થ બેસી રહ્યા નહિ. "ટાઇમ્સ" અને "ડેલીન્યુઝ"માં હુંડીઆમણ, તથા બેવડાચચલણ માટે પત્રો લખતા રહેતા હતા, અને હિંદુસ્થાન સંબંધિ ચર્ચા

અંગ્રેજ લોકમાં ચાલુ રાખતા હતા. આ કામ છોડી તેમને પાછું હિંદુસ્થાન ફરવું પડયું હતું. કેમકે **પ્રજાપરિષત** નેશનળ કોંગ્રેસની બીજી બેઠક કલકત્તામાં મળવાની હતી માટે, તે સભામાં ભાગ લેવા માટે, **મી૦** દાદાભાઇ ઇંગ્લાંડ છોડી પાછા હિદુસ્થાન આવવા નીકળ્યા.

## મો૦ દાદાભાઇ પાછા હિંદુસ્થાનમાં.

ઇગ્લાંડમાં પોતાનો મનોરથ પાર પડયો ન હતો, તોપણ તેને માટે દેવે એક જુદાજ પ્રકારનુ માન આપવા વિચાર કરી રાખ્યો હતો. એક સભાસદ તરીકે દાખલ થવું તેના કરતાં સભાના પ્રમુખ બનવું એ શોભાસ્પદ થાય છે. તેમ પારલામેંટમાં દાખલ થવા નિષ્ફળ થયા, તોપણ તેના સ્વદેશીઓ તેને ખરા માનથી સત્કાર કરવા ખંતી હતા. માટે જે અગત્યનુ અને પરોપકારિ પ્રજાપ્રતિનિધિમંડળ નેશનલ કોંગ્રેસ એની વરસગાંઠ પુરી થઇ હતી. બીજા વરસના આરંભમાં જે ઉત્સવ થઇ રહયો હતો, જેને કલકત્તાના બાણુઓએ ઉન્નતિ આપી હતી એવા નેશનળ કૉંગ્રેસની બીજી બેઠકમાં ભાગ લેવા માટે મો૦ દાદાભાઇ કલકત્તે ગયા. સર્વે એકમતે પોતાના પ્રમુખ તરીકે મી૦ દાદાભાઇને માન્ય રાખ્યા. ત્યાં એમણે જે પ્રમુખભાષણ કીધું હતું તેમાંના વિચારો સભ્યજનને ઘણા પસંદ પડયા હતા. અને વચમાં વચમાં હર્ષગર્જનાની પરંપરાઓ પ્રવહતી હતી. "તેમાં એક સ્થળે તેઓએ કહયું છે કે.

All the benefits we have derived from British rule, all the noble projects of our British rulers, will go for

nothing if after all the country is to continue sinking deeper and deeper into the abyss of destitution. At one time I was denounced as a Pessimist, but now that we have it on the authority of our rulers themselelues that we are *very* poor, it has become the right, as well as the duty, of this Congress to set forth its convictions, both as to this widespread destitution and the primary steps needful for its alleviation.

કૅાંગ્રેસ વિચાર કરવા મળી, ત્યારે સીવીલ સરવીસના પ્રશ્ન માટે **તે**મને ઘણીક સ.રી સલાહો આપી. અને કોંગ્રેસની સીવીલ સરવીસ સબ કમીટીનું શુકાન હાથ પર રાખી જે ઠરાવ કીધો છે, ત ૧૮૮૬ ના કૅાંગ્રેસના રીપોર્ટમાં છે. આ રીતે કલકત્તેથી માન પામી, આપણા **વૃદ્ધ મી૦ દાદાભાઈ** મુંબઈ આવ્યા. મુંબઇ આવી સન ૧૮૯૭ સુ-ધીમાં "ઇંડીઅન સરવીસ" એ નામનું એક પત્ર કાઢયું. અને પબલીક સરવીસ કમીશન" જે એ સમયમાં મુંબઈમાં બેઠું હતું, તેની આગળ પ્રશ્નોના ઉત્તરો ઘડી આપ્યા અને મોઢેથી સાક્ષિ આપી. આ રીતે પોતાનો કાલ તેઓ નિર્ગમન કરતા હતા, તેવામાં પાછો ઇંગ્લાંડ જવાનો પ્રસંગ આવ્યો. પારલામેંટમાં બેસવાની તેમની ખંત ચાલુજ હતી. માટે તેઓ ઇંગ્લાંડમાં મિત્રો સાથે પત્રવ્યવહાર ચાલુજ રાખ્યા હતા. તેથી ઇલેકશનમાં લાભ ફાવશે એમ તેઓની આશા જેવીને તેવીજ હતી. ઈંગ્લાંડથી પત્રો આવવાથી તેઓએ ઇંગ્લાંડ જવાની તઇયારી કીધી. આ સમયે મુંબઇ નિવાસિઓએ "ફરામજી ઇનસ્ટીટયુટ"માં એક માનપત્ર આપ્યું. આ વખતે લ. મ. ઘોસ પણ પારલામેંટમાં બેઠક લેવા જવાના હતા, માટે બે ગ્રહસ્થોને મુંબઇગરાઓએ માનપત્ર આપી પોતાની લાગણીઓ જાહેર કીધી. આ માનપત્ર લઇ તથા રીપન કલબમાં ખાણુ ખાઇ, **મી૦દાદાભાઇ** પાછા ઈંગ્લાંડ જવા નીકળ્યા.

# મી૦ દાદાભાઇ ઇંગ્લાંડમાં એમ. પી. થયા.

ઇંગ્લાંડમાં આવ્યા પછી "કોનટરપરી રીવ્યુ"માં **મી૦** દાદાભાઇએ સર. એમ. ઇ. ગ્રાંટે જે હિંદુસ્થાન અને તેના કેળવાયળાઓ માટે વિચાર જે દેખાડયો હતો, તેના સંબંધિ પ્રત્યુતર આપ્યા. તેમના લખાણનું વખાણ ઇંગ્લાંડના વર્તમાન પત્રોએ કીધુંછે.

વળી ઇંગ્લાંડના લોકને હિંદુસ્થાનની વિશેષ ખબર આપવાના વિચારે, "ઇંડીઆ" પત્ર લંડનમાં કાઢવા ગોઠવણ કીધી. જેના હાલ **મી૦** ડીગ્બી યોગ્ય અધિપતિ છે. તેમ લંડનની કાંગ્રેસ કમીટીમાં ઘણો ભાગ લીધો છે અને પોલીટીકલ એજન્સીમાં પણ અગત્યનો ભાગ ભજવે છે.

આ રીતે પુર્વવતજ વ્યાપાર કરવામાં લોકપ્રિય **મી૦** દાદાભાઇનો સમય વ્યતિત થવાનો સંજોગ દૈવે ન રાખ્યો હતો. જે હિંદનિવાસિ પ્રજાનુ હિત તેના મનમાં રમ્યાં કરતું, જેને માટે દૂરદેશ ગમન, ત્યાં જઇ વસ્તી કરવી, નવા મનુષ્યોની મિત્રાચારી કરી તેઓની રૂચિને અનુકુલ સ્વહેતુને સાધવો ઇત્યાદિ અનેક વિટંબણાઓ વેઠી જે ભારી શ્રમ **મી૦** દાદાભાઇ કરી રહયા હતા, તેની સફળતાનો સમય બહુ સમીપ આવ્યો હતો. ઇંગ્લાંડના પ્રધાનપદ ઉપર લોર્ડસેલીસબરી હતા. તેના સમયમાં ઇંગ્લાંડનું સન ૧૮૯૨ ના વરસનું ઇલેકશન જ્યુન મહિનામાં થયું. તેમાં મધ્ય ફીન્સબરીના પરગણાએ, **મી૦** દાદાભાઇને ઘણે મતે પોતાના પ્રતિનિધિ રૂપે તા૦ ૭ મી જુલાઇયે ૧૮૯૨ ચુંટી કાડયા. અને મી૦ દાદાભાઇ. એમ. પી. થયા.

તેઓએ પોતાના ચુંટણી કરનારા ઉપર એક વિજ્ઞપ્તિ પત્ર કાઢયું છે. અને જે કાર્ય કરવા તેઓ ઉત્સુક છે તેની નોંધ તેમાં આપી છે. એ પત્ર પ્રસિધ્ધ થયું છે, માટે તેનો વિસ્તાર અંત્રે કરતા નથી. આથી મી૦

દાદાભાઈની ઘણા લાંખા વખતની ધારણા પાર પડી, તથી શ્રમ કીધા પછી ફળની પ્રાપ્તિમાં જે આનંદ થાયછે, તેના પાત્ર મી૦ દાદાભાઇ થાય તેમાં નવાઈનથી. છતાં એમના કરતાં જે પ્રજાને માટે તેઓ મથન કરી રહ્યા હતા તેમને હજાર ઘણો અધિક હર્ષ થયો. ખરેખર રૂટરે જે અનેક તારો સમુદ્રને પાર મોકલ્યા છે, તેમાં મી૦ દાદાભાઇની ચુંટણી થઇ તે સમાચારથી પ્રજાહર્ષ જેવો વધ્યો હતો તેવો આગળ કોઇવાર થયો ન હતો. મુંબઈથી કલકત્તા અને કલકત્તાથી મદ્રાસ અને દેશના દરેક ભાગમાં વિધુતમાલાથી આ વધામણી સર્વત્ર ફેલાઇ ગઇ. અને બે ત્રણ દીવસો સુધી તેની તેજ વાત પ્રજાની બતરીશીએ ચઢી હતી. સર્વ વર્તમાન પત્રોએ તેની નોંધ આપી ઠામઠામ સભાઓ થઇ રોશનીઓ થઇ અને ઉત્સવ થઇ રહયો, મુંબઇગરાઓએ ટાઉન હૉળમાં ગંજાવર સભા બોલાવી હર્ષ જાહેર કરયો અને મી૦ દાદાભાઇ તથા ફીન્સબરીના ચુંટણી કરનારાઓ ઉપર મુબારકબાદીના સમાચાર મોકલવામાં આવ્યા. પ્રજા જોકે સમજતી હતી, કે આઇરીશોના સભાસદ પાર્લામેંટમાં ઘણા છે, અને મરનાર મી૦ પારનલ જેવા તેના નિયંતા હતા છતાં જોઇએ તેવુ ફળ હજી આયરીશો મેળવવા પામ્યા નથી, તો હિંદની અઠાવીસ કરોડ પ્રજાના પ્રતિનિધિ રૂપે એક મી૦ દાદાભાઇ પાર્લામેંટમાં દાખલ થયા, તેથી હિંદનું દલદર ફીટી જવાનું ન હતુ. તથાપિ જે ટુંકબુદ્ધિના, હિંદનિવાસિઓ અરધા જંગલી છે, તેઓમાં માઠાની તાણ છે વગેરે કહી દુષણ દેતા, તેઓનેજ તેઓના વતનીઓએ એક ઘણો સારો બોધ કીધો છે અને તેમની શુધ ઠેકાણે આણીછે. પાત્રની પરીક્ષા કરી પોતા તરફથી પ્રતીનિધિ તરીકે એક કાળા દેશીને પસંદ કીધો છે. ખરેખર! હિંદનિવાસીમાં જેવા જોઇએ તેવા સર્વ

ગુણો છે, પણ તેની પરીક્ષા કરનાર ઘણા થોડા છે. મી૦ દાદાભાઈ જે કામમાં જોડાયલા છે, તેમાં તેઓ સર્વ રીતે પાર ઉતરે અને આથી ઉજવલ ઇતિહાસ લખાવાનો સમય આવે એમ પ્રજાના પ્રત્યેક મનુષ્ય અંતઃકરણથી ઇચ્છે છે.

આ રીતે ટુંકમાં લોકપ્રિય મી૦ દાદાભાઈનું જીવનચરિત્ર આપ્યું છે. એનો વિસ્તર ન કરતાં મી૦ દાદાભાઈના કૃત્યોની યથાર્થ અનુક્રમણિકા માત્ર કીધી છે મી૦ દાદાભાઈ આરંભથી સરલ પ્રકૃતિના છે. સાદાઇ સરલતા સત્યતા અને સભ્યતા એ એમનામાં આગળ પડતા ગુણો છે. જે કામને તેઓ આરંભ કરતા તેનું છેવટ લાવવાનો આગ્રહ અને હાથમાં લીધેલા કાર્યની પક્કી પરીક્ષા ગરીબ વર્ગ ઉપર દયા, કરનાર અને પારકાના દુઃખે દુખી થનાર મી૦ દાદાભાઈ છે. શરીરે બાંધો પાતળો છે અને મધ્યમ કદના તેઓ છે. મોઢું આટલી મોટી ઉમરે પણ તેજસ્વિ, અને મિતાહારથી આરોગ્ય જણાય છે. આંખો નાની પણ ચલકતી છે, જે આગળ પડતા કપાલમાં જડેલી છે. મધ્યમ કદની દાઢી તથા માંથે કેશ કલાપ છે. મુંબઇ નિવાસિમાંના ઘણાકની આંખ આગળ એ મૂર્તિ રમી રહી છે. રાતા પીયાજને પાયજામો પીળો રેશમી ડગલો ગુજરાતી ખોખું પહેરેલા અને ચસ્માામાંથી જેની આંખના પલકારાઓ વિશેષ શોભાને આપતા, એવા એલફીન્સટન સરકલમાંથી પસાર થતાં જેમને એકવાર જોયલા છે, તે એમને કદિ વીસરી જાય તેમ નથીં. મી૦ દાદાભાઈ જુની પ્રજા અને નવી પ્રજાની સંધિ રૂપ છે. જયારે અંગ્રેજો પરદેશમાં પોતાનો પગ મક્કમ કરવાને રોકાયા હતા, તેવે સમે પ્રજાની કેળવણીની જોઇએ તેવી સંભાળ ન લેવાય એ સાધારણ છે. તેવા સમયમાં પારકી ભાષા શીખી, તેમાં પ્રવીણતા મેળવી, અધિકારિઓનો કોપ કે દરબારિઓના ભેદને વશ ન વર્તિ પ્રજા માટે સતતમથવું એ સાધારણ મનુષ્યનું કાર્ય નથી. ખરેખર! સ્વદેશમાં સ્વાતંત્રયતાના આશ્રયમાં જો મી૦ દાદાભાઈ હોત, તો જેમ

મી૦ ગ્લાડસ્ટન, કારનાટ, વ્રોશીંગટન વગરે, સ્વદેશમાં પુજાય છે અને રાજકાર્યવ્યવસ્થાપક થાય છે, તેમ થવામાં કંઇ ઉણું હતુ નહિ. પણ અત્રે તો જાુદુંજ છે. બ્રીટીશ પ્રજા અને મહારાણી ગમે તેટલી કદર કરતી હોય આ પુજ્ય ભરત ખંડની, તોપણ જેઓ અત્રે આવે છે, અને સ્વેઝ કનાળને છોડે છે પછી તેવા ગોરાઓની પ્રકૃતિમાં તત્કાળ ફેરફાર થાય છે. વ્યવસ્થા રાખવાનું કામ તેવાને હાથે હોવાથી, ઘણીક વખત પ્રજા અને રાજાએ ઉભયના નુકશાનકારક કામોમાં પર્યવસાન થાય છે. એવી ઓપ્રીસીલીઅઝમ ન થાય અને રાજા અને પ્રજાના હિત જળવાઇ તેઓનો સંબંધ સુદ્રઢ થાય, તે માટે મી૦ દાદાભાઇ આજકાલ ચાલીશ વરસ થયાં સતત મેહેનત કરી રહયા છે અને પ્રજાની સ્થિતિનો અભ્યાસ કરી દૂર દેશનો વાસ સહન કરી મથન કરેછે. તેનુ અનુસરણ કરવું એ હિંદના રાજકીય મનુષ્યોને જરૂરનું છે. ઉગતી સુધરેલી કેવાતી પ્રજા પણ એના પરથી બોધ લે અને સાદાઇ અને ઉન્નત વિચાર plain living and high thinking મી૦ દાદાભાઇ જેવી સરલતા સભ્યતા, સત્યતા અને સાદાઇ કરવાનું અનુકરણ કરે. એવા અનેક દાદાભાઇઓ જયારે થાય તોજ આ વિસ્તર્ણ ખંડ હિંદુસ્થાનનો ઉદય થવાનો સંભવછે. સર્વત્ર હવે એકવાકયતા ફેલાઇ રહીછે અને તે મહોદયનો દીવસ પાસે આવતો દ્રષ્ટિ મર્યાદામાં દીસેછે. આજે બંગાળ મુંબઇ અને મદ્રાસ, હિમાલયથી લંકા સુધીમાં ભ્રાતૃભાવને બદલે આત્મભાવની ધ્વનિ સાભલીએ છીએ સ્વનિષ્ટતાનું સ્વરૂપ તથા માહાત્મ્ય પ્રજા જાણવા લાગી છે તેવે સમયે પ્રજાના અગ્રેસરોની જીવનચરિત્રમાલા બહુ બહુ લાભને આપનારીછે, તેથી આ શુભસમયના સમારંભમાં તેનો ઉદ્ભવ થાયછે. સાત્વિક આર્ય પ્રજાના જય જય વિજય માટે.

નિરાભિમાન હું થવું રહિ ધરૂં એજ અભિમાન.
સહેજ ધર્મ તપરો થશે જયી દેશ અભિમાન.